આવાં મહીનો અને હોરમજદ રોજથી તે છેલ્લો વહિશ્તોયશત ગાથા સુધી પાંચ મહીના અને પાંચ દહાડા બપોરના બાર વાગાથી સાંજના ત્રણ વાગા સુધી બીજી હાવન એટલે હાવન ગેહ ભણવી.

જરથોશ્તીઓએ બનતાં સુધી દરરોજ દરેક ગેહમાં શું ભણીને બંદગીની ફરજ ઉતારવી તે વીશે ખુલાસો નીચે મુજબ છે:—

**હાવન ગેહમાં**—સરોશબાજ, હાવનગેહ, ખોરશેદ-મેહેરની નીઆએશ, હોરમજદ યશત, અરદીબેહેશત યશત, સરોશ યશત હાદોખત, વીસ્પ હુમત દોઆ નામસેતાએશની, ચારે દિશાનો નમસ્કાર ને પતેત પશેમાની.

**રપિથવન ગેહમાં**—સરોશ બાજ, રપિથવન ગેહ, ખોરશેદ-મેહેરની નીઆએશ, દોઆ નામસેતાએશને, ચારે દિશાનો નમસ્કાર, હોરમજદ યશત ને પતેત પશેમાની,

**ઉજીરન ગેહમાં**—સરોશ બાજ, ઉજીરન ગેહ ખોરશેદ-મેહેરની નીઆએશ, દોઆ નામસેતાએશની, ચારે દિશાનો નમસ્કાર, સરોશ યશત હાદોખત, પતેત પશેમાની.

**અઇવિશરૂથરેમ ગેહમાં**—ચેરાગનો નમસ્કાર, સરોશ બાજ, અઇવિસરૂથરેમ ગેહ, વડી સરોશ યશત, હોરમજદ યશત, અરદીબેહેશત યશત, સરોશ યશત હાદોખત અને પતેત પશેમાની.

**ઉશહેન ગેહમાં**—સરોશ બાજ, ઉશહેન ગેહ, હોરમજદ યશત. અરદીબેહેશત યશત અને સરોશ હાદોખત.

☞ જે કોઇથી રોજ આતશની નીઆએશ કરવાને નહીજ બને તો એક મહીનામાં પાંચ દહાડા કરવાની ફરજ છે. હોરમજદ, અરદીબેહેશત, આદર, સરોશ અને બેહેરાંમ રોજે કરવી. વળી જે કોઇથી આવાં અરદવિસૂરની નીઆએશ રોજ કરવાને નહીજ બને તો મહીનામાં પાંચ દહાડા કરવાની ફરજ છે:-અસફનદાર, આવાં, દીન, અશીશવંઘ, મારેસપંદ અને તેમજ વળી કોઇથી માહબોખતારની નીઆએશ રોજ કરવાને નહીજ બને તો ચાંદરાત, પુનમ અને અમાસને દહાડે કરવાની ફરજ છે. એ ઉપરાંત વધુ નીઆએશ યશત ભણે તો તે પોતાને માટે વધુ સવાબ હાંસલ કરી શકે છે.

---

## [ જે કોઈ ગુજરે તેને સંજોગવાની વીગત. ]

જે કોઈ આ ફાંની દુન્યાંની મોહ-માયાથી આખેર મંજલની કુચ કરવાની હાલતમાં આવ્યો હોય (યાને ગુજરવાની હાલતે પોંહચ્યો હોય, અને તેનામાં થોડી હુશ્યારી, બુદ્ધિ અને સમજવાની શક્તિ રહી હોય અને છેલ્લે તે પોતે પતેત કરી શકે, યા અષેમ અને અહુનવરનાં કલાંમ પઢી શકે એવી હાલતમાં હોય તો તેની પાસે ઘણી આહેસ્તેથી તેમ કરાવવું; પણ જો તેની તેવી સ્થિતી ન હોય પણ અંદરખાનેથી હુસ્યારી હોય તો તેનાં માથાં આગલ બેશી તેનાં કાણુમાં આવાજ જાય તેમ, તેનાં ખુદ વડીલ

પુત્ર, યા બીજાં ઘણુંજ નજદીકના ખેશીએ ખેશી પતેત, યા 'અષેમ' અને 'અહુન-વર'ના પાક કલામો બુલંદ આવાજે હીમતથી પઢવા અને તે સાથે ગુજરનારને પેહડાવવાને ઘણુંજ જુના-પુરાણું કપડાં હોય તે આગમજથી ચોખ્ખાં પાણીએ ધોઈ, સુકવી તયાર રાખી, તે ગુજરનારને તેનું રવાંન ખોલ્યાંમાંથી જવા બાદ આખાં શરીરે નેરંગ લગાડી સુકવીને તેને ચોખ્ખાં પાણીએ અંગોલ કરાવી પેલાં કપડાં પેહડાવી તેને તેનો વડીલ પુત્ર યા કોઈ ઘણોજ અતલગનો ખેશી પોતે કુસ્તી-પાદયાબ કરી તે ગુજરનારને પેવંદ રાખી કુસ્તી બંધાવે. પછી તેને જ્યાં સંજોગીને મુકવાની જગ્યા હોય ત્યાં લાવવી-જો તે જગ્યા પત્થરની લાડીથી જડેલી હોય તો બીજી પત્થરની લાડી મંગાવી તેની ઉપર તે ગુજરનારની લાશને મુકવા આગમજ, ત્રણ કદમ દુરથી એક સોજી ચાદર યા પીછોડી તેનાં કદને માફકસરની, પાંચ કપડાંનાં બંધ નીચે રાખી તે ઉપર પાંથરવી. પણ લાશને **હરગેજ સંગેમરમરની યાને માર્બલ સ્લૅબ** (*MarbleSlab*) ઉપર મુકવી નહિ-જો કે હાલમાં એ રેવાજ દેખાદેખી અને ફ્રીશ્યારીથી ઘણો આગલ વધી ગયો છે પણ તે ઘણોજ ગુનાહ ભરેલો અને બરહક જરથોસ્તી દીનનાં ફરમાનથી સદંતર ઉલટો છે. એવી વેલા તો ઘણીજ સાદાઈ અને ગંભીરાઈ જલવાઈ રહેવી જોઇયે છે.—જો ગુજરનારને સંજોગવાની જગ્યા માટીની જમીનની હોય તો તેને નજદીક એક ઇંચ ચોતરફથી ઉંડી ખોડી તે ઉપર સુક્કી રેતી પાંથરી તે મરનારની લાશની લંબાઈ તથા પોહલાઈ જેટલીજ રાખવાની બારીક સંભાલ લેવી. (લાંબા અને વાલેલા પગની જીકર વંદીદાદમાં નથી-પણ તે લખાણને તે વેલાના રેહશાદ દસ્તુર સાહેબો બરાબર સમજેલા ન હોવાથી એ જીકર બરપા થઈ હતી. વાત તો ફક્ટ એટલીજ છે કે બને તેમ થોડી જ જગાનો ઉપયોગ કરવો.) તે પાંઠરેલી ચાદર ઉપર, બે જને પાદીઆબ-કુશતી કરી તયાર થઈ નારાં યા સફેદ દોરીનું પેવંદ વલગી પેહલે સરોશબાજ '**અસ્તવઈતીશ અષહે**' સુધી પઢી તે લાશ લાવી, પેલી મુકી, તેને નીચે મુજેબ પાંચ બંધ બાંધે અને દરેક બંધ બાંધતા એકેક **અહુનવર** પઢેઃ-૧, લો, ગરદન ઉપર.—૨, જો, બંધે હાથની બાજુએ.—૩, જો, કમરે.—૪, ચો, પગના ગુડા-જાંગ આગલ અને ૫, મો પગની ઘુંટીએ. એ રીતે બાંધી તેની ઉપર બીજી ચાદર ઓઢારી તેને પેલી સચકારની જગોએ સરાના યાને માંથા આમલથી ત્રણ કદમની દુરીએથી તેનું માથું પૂર્વ યા તો દક્ષિણ તરફ રહે એવી રીતે મુકે. લાશને સચકનારાઓએ સચકી રહ્યા પછી ઘરમાંથી બાહેર આવી બાજ મુકી કુશતી કરી પછી પોતાનાં મથકે જવું. અને બને તેમ ચાર ચશમવાલો કુત્રો યાને સગ મંગાવી તે લાશની નીચે મુજેબ સગદીદ કરાવવીઃ—

પ્રથમ કપડાં પેહડાવતાં, તે પછી કફન પેહરાવી રહ્યા બાદ અને ગાહ-સારણું શરૂ કરવા આગમજ, તે પછી અરધી ગાહ-સારણાની ક્રિયા પુરી થવા પછી, જે વેલા નસા-સાલારો તે લાશને ગાહાણુ ઉપર લાવી મેલે ત્યારે અને છેલ્લે ગાહ-સારણું સંપૂર્ણ થઇ રહ્યા પછી. વલી હાલમાં આપણામાં દેખાદેખી, ફીશ્યારી અને મ્હોટાઇ બતાવવા, જેઓની જોગવાઈ નહિ હોય છે તેઓખી નવી ગાહાણુ, નસાસાલાર તથા ખાંધ્યાઓને નવાં કપડાં તેમજ દખમુ પરહેજાવવાનાં કામ પાછળ પૈસાની મ્હોટી રકમોની બરબાદી કરી ખોદાતાલા-પેગામ્બર સાહેબ અને તેનાં બરહક ધર્મનાં ફરમાનને ઉલટાવવાના ગુનાહગાર બને છે એ સીર્ફ મૂર્ખાઈ છે. વલી કેટલીક વેલા તો પાયદસ્તે એકજ જોડ મોબદની મોકલવાને બદલે વધતી-ઓછી સંખ્યામાં મોકલવામાં આવે છે તે પણ ઘણુંજ અણુઘટતું છે. વંદીદાદની ૫, મી પર્ગર્દનાં ૬૧-૬૨ માં ફકરામાં તો "એક તસુનાં તારથી વધુ કપડું એવી વેલાએ વાપડવાની સખ્ત મનાઈ કીધી છે અને તેમ નહિ વર્તે તો તેને ઘણી મ્હોટી શિક્ષા ફરમાવી છે, તે ઉપર દીનદાર ભલા પણ ભોલા જરથોશ્તીઓએ ઘણુંજ બારીક ધ્યાન આપવું જોઇયે છે. વલી લાશને અવલ-મંજલ લેઈ જતાં સચકારની જમીન પથરની હોય તો તેની ઉપર મુકેલી લાડી બાહેર કહાડી તે ઉપર નેરંગ છાંટી તેની જગોએ મોકલવી, પણ જો સચકારની જમીન મટીની હોય અને તે ઉપર જણાવવા મુજેબની તરતીબવાલી કીધી હોય તો, જો હામીન યાને ગરમીની રૂતુ હોય તો નવ દિવસ પછી પાક થાય છે, પણ જો સરદ રૂતુ યાને જમેસ્તાંન હોય તો ૧, મહિનાની દરાજીએ પાક થાય છે. એટલા અરસામાં કોઈ તેનો અજાણુ-પણે ઉપયોગ ન કરે તે માટે તેની આસપાસ કાંઇ હદ બાંધી રાખવી જોઇએ-જ્યારે પથર જડેલી લાજીવાલી જગાને એવી કાંઈ તરતીબની જરૂર નથી.

લાશને સચકયા પછી તેની ત્રણ કદમ દુરીએ રોશન આતશનું આફ્રરંગાન્યું રાખી તે ઉપર, જ્યાં સુધી લાશ ઘરમાં હોય ત્યાં સુધી સુખડ, લોબાંન, અગર વગેરેની ખુશબો મુકયા કરવી અને મોયસરી હોય તો એક મોબેદને પઢવા બેસાડવો, પણ તેમ જો બની શકતું ન હોય તો ઘરનાં ખેશીઓએ પોતેજ પોતાને આવડે તે **'યથા-અષેમ'**નાં કલાંમ પઢી સંતોષ પકડવો, પણ કોઇબી રીતે હરગેજ માહેતમ-પોશી કરવી નહિ અને બને તેમ સબુરી અખત્યાર કરવી. તે સચકેલી જગાને લોખંડના ખીલાથી ત્રણ કશ ખેંચી પેલો ખીલો તે લાશનાં સરાંણા આગલ મેલે. લાશનાં સરાનાંથી ત્રણ કદમ દુર એક ચેરાગ રોશન રાખે.

લાશને સચકીને મુકવા પછી તેની આગલ, તે લાશને દખમેનશીન કરવા લેઈ જતાં સુધી મોબેદ બેસાડી સુખડ, લુબાન બાલી ભણુતર કરાવવાનો રીવાજ ઘણાં વરસથી ચાલુ થયો છે પણ ધરમ પુસ્તકોમાંથી તેની શાહદત મલતી નથી. એમ લાગે છે

કે લાશને સચકી મુકયા પછી તેને કોઈ જનજનાવર ડખલ નહી કરે તેની સાવચેતીને ખાતરજ તેમ કરવામાં આવે છે. પણ હમણાં હમણાં એ ભણતર ઘણાક કર્મસંજોગવાલાં કુટંબોને ઘણું ભારી પડવાની ફરીયાદ ઉભી થઈ છે, અને તેથી માત્ર સાવચેતીને ખાતર ઘરનાં કોઈ માનસો તેની આગલ તકેદારી રાખતાં બેસે અને આસપાસની હવાને સ્વચ્છ રાખવાને ખાતર તેની આગલ સુખડ લુબાન બલતું રાખે તો તે પુરતું માનવામાં આવે છે.



## મોબેદોની અથવા સચકાર કરનારની સગવડ ન હોય તેવે ઠેકાણે શું કરવું તેની સમજણ.

આપણા જરથોશતી ભાઇઓ હાલ ધંધા રોજગારને કારણે યા હરકોઇ બીજાં કારણસર ગરગામડે અથવા જ્યાં બીજા જરથોશતીઓ કે સચકાર કરનારાઓ કે મોબેદોની સગવડ ન હોય તેવે ઠેકાણે પણ જઈ વસવાટ કરે છે. તેવા કોઈ અર્ઇયામમાં એવો માઠો બનાવ બનતાં, અલબતાં આજુબાજુથી બીજા જરથોશતી ભાઇઓની મદદ મેલવી લાશને ઉપર લખ્યા પ્રમાણે અલફાટુ માનસોએ અલગ થઈ સચકાર કરવો, અને તે પ્રમાણે લાશને ઠેકાણે મુકી તેની આગલ, મોબેદોની ગેરહાજરીમાં સુખડ લુબાન બાલવું ચાલુ રાખવું, અને તે પછી કોઇ બે દીનદારોએ કુસ્તી પાદીઆબ કરી ગેહેસારણાંની બંદગી કરી, લાશને ઠરાવેલી જગાએ આરામયત આપવી. તેમાં કશું ખોટું યા ધરમથી ઉલટું સમજવામાં આવતું નથી.



## ગુજરનારની પાછલ પાયદેહશે જવાની બીના.

જે કોઈ ગુજરે તેની પછવાડે પાયદેહશે જવાની તેનાં અંગત ખેશી તથા મિત્રોની ફરજ છે. જો પાયદેહશે જઇએ તો તેનો સવાબ દરએક કદમે તનાપુર એક લાગે. પ્રથમ પાદીઆબ કુસતી કરીને જે ગુજરયું હોય તેને દરવાજે જઇને ખુરશેદ–મેહરની ન્યાયશ કરવી. પાયદેહશે જવાનાં હોય તે દર બબે જણ પેવંદ વલગીને સરોશબાજ "**ક્ષનઓથર અહુરહે મજદાઓ. અષેમ વોહુ** (૧) **યથા અહુ વઇરયો** (૫) **અષેમ વોહુ** (૩) થી પઢયા જાય તે "**કે મેના મજદા અસતવઇતીશ અષેહ**" સુધી પઢે. બાજ તથા પેવંદ મજબુત રાખે પછી જે ગુજરયું હોય તેને નસાસાલાર લેઈ જાય તેની પછવાડે કદમ (૩૦) ત્રીસ દુરથી ચાલે. નસાસાલાર દુખમા આગલ ગેહાંન લાશ સાથે મુકે અને દુખમાના દરવાજાને સગદીદ કરાવે પછી દુખમાનો દરવાજો ઉઘાડીને નસો દુખમામાં મુકીને બાહેર આવી દરવાજો બંધ કરે એટલે પાએહશે જનારા દુર સગડી આગલ ઉભા રહેલા હોય તે બાજ સરોશની મુકે (**નેમસચા યા આરમઇતીશ ઇજાચા. નેમસચા યા આરમઇતીશ ઇજાચા. નેમસચા યા આરમઇતીશ ઇજાચા,**

**યથા અહુ વઇરયો (૨) યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ આફ્રરી. નામી**"થી પઢે. "**અહુમાઇ રએસચ**" નહી પઢે "હજંધરેમ" પઢે પછી "**જસ મે અવંઘહે**" નીચે પરમાણે પઢેઃ–"**જસ મે અવંઘહે મજદ અમહે હુતાશતહે હુર-ઓધહે વેરેથરઘનહે અહુરધાતહે વનઇનતયાઓસચ ઉપરતાતો. થવાષહે ખધાતહે જરવાનહે અકરનહે જરવાનહે દરેઘો-ખધાતહે**"* **અષેમ વોહુ** (૧) "**ક્રેરફ્રે મોજદ**" નહી પઢે. પછી નમસ્કાર દુખમાનો પઢે અને નીરંગ લેઇને સરોશ બાજ પઢીને પાણીએ કરી પાદીઆબ કુસતી કરીને ન્યાયશ તથા પતેત જે ગુજરયું હોય તેની નયતે પઢીને તાંહાથી ઘરની તરફ થોડાંએક કદમ ચાલીને જમીન સુજારે, એટલે જમને હાથે કપડાંનું પેવંદ ધરીને તે હાથ જમીન ઉપર મુકે અને જમણા પગનું ગુઠણુ જમીન ઉપર મુકીને **યથા અહુ વઇરયો** (૧) પઢયા પછી ત્રણ કદમ ચાલીને ફ્રરી બીજી વાર એજ પ્રમાણે પેવંદ જમીન સુધી ધરીને **યથા અહુ વઇરયો** (૧) પઢે, ફ્રરી તરીજી વારબી એજ રવેશે **યથા અહુ વઇરયો** (૧) પઢી રહયા પછી સરોષ બાજ અષહે સુધી પઢીને **યથા અહુ વઇરયો** પઢતાં ગુજરનારને ઘેર જાય. ત્યાં સરોશ બાજ મુકીને પોતાને ઘેર જઈ સેતાબીથી ગોસલ કરે. પેહલાં નીરંગ તમાંમ બદનને લગાડી તે સુક-વીને પાણીએ ગોસલ કરે.

---

## એક મરનાર પાછલની જરૂરની ધર્મ ક્રિયા.

જરથોશતીઓમાં દેખાદેખીથી મરનાર પાછલ કરવામાં આવતી ધર્મક્રિયાઓ એટલી હદ સુધી વધી જવા પામી છે કે તે માટે ગરીબ તથા મધ્યમ વર્ગના લોકો લાંબો વખત થયો બહુ કકલી ઉઠયાં હતાં, અને તેમ છતાં તેઓને ખરે રસ્તે પાડવાની ગેરહાજરીમાં કેટલાંક કુટુંબો તો એ ખરચમાં પાયામાલ અને કરજદાર થઈ જતાં હતાં. તેમાં કોઇ કોઇ તો પોતાના પાલણહારના મરણથી તેની પાછલ તેવી ક્રિયાઓ કરીને પછવાડેથી તદનજ તંગદસ્તીમાં આવી પડતાં હતાં. તેમાં હાલના અતિ સખત મોંઘ-વારીના વખતમાં તો તે બાપડાંઓની હાડમારી અને પાયામાલી શાંભલીને બીજાઓનાં દીલમાં કંપારી છુટતી હતી. જો કે કેટલાક ધર્મજ્ઞાનીઓ કે અભ્યાસીઓ, ધર્મ પુસ્તકના આધારે શુદ્ધ ભાવનાથી તેવા ખરચોમાં કાપકુપ કરવાની વારંવાર જીકરો ઉઠાવી રહ્યા હતા અને જો કે ઘણે લાંબે વખતે પણ તે લખલુટપણામાં હમણાં હમણાં કેટલોક ઘટાડો થવા પામ્યો હતો, તે છતાં ખરી રાહબારી અને સાચી શહનોમાઇની ગેરહાજરીમાં હજી પણ કેટલાંક કુટુંબો પોતાની મવસરી નહી છતાં તેમાં તણાઇ જાય છે. તેવાંઓની શુદ્ધ ઉઘાડવાને આપણા વિદ્વાન ધર્મ અભ્યાસી શ. ઓ. ડો. એર્વદ સાહેબ જીવણજી જમ-

શેઠજી મોદીએ પોતાનાં અવસ્તાનાં ઉંડા જ્ઞાનને આધારે, એક મરનાર પાછલ બાર માસ સુધી શું ક્રિયાઓ કરવી ઘટારત છે તેને લગતું એક ભાષણ થોડુંક ઉપર આપ્યું હતું અને તે ભાષણમાં તેઓ સાહેબે મરનાર પાછલ કેટલી હદે ક્રિયાઓ કરવી ઘટારત અને રવા ગણાય છે તે વિસ્તારથી સમજાવ્યું હતું. તેની એક ટીપ, આ દફતરમાં પ્રગટ થવા પામે તો બેશક અમારા જરથોશતી ભાઇઓને વખત બેવખત ઉપયોગી થઇ પડશે એમ માનીને તેઓ સાહેબની ખાસ પરવાનગીથી, તેમજ ઘણાક દીનદાર જરથોશતીઓ જેઓ એ બાબતમાં સારો ભાગ લે છે તેવાઓના આગ્રહથી તે મ્હોટી ખુશીથી પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ દફતરનો લાભ લેનાર હજારો ધાર્મિક જરથોશતીઓમાંથી જો થોડાક પણ તેવી રાહનોમાઇનો અંગીકાર કરશે તો આ ઠેકાણે તે ટીપ પ્રગટ કરવાની મારી જેહમત અને પોતાના ઉંડા અભ્યાસની મદદથી તે ટીપ ઉપજાવી કહાડનાર ગૃહસ્થની ઘટતી કદરશનાશી થયલી માનીશ. તે ટીપ ટુકમાં નીચે મુજબ છે:—

---

## એક મરનાર પાછલની જરૂરની પેહેલા ચાર દિવસની ધર્મ ક્રિયા.

ઘર આગલ ગેહ સારવાની ક્રિયા.

પાયદસ્તે એક મોબેદની જોડ.

**સરોશની યજશને ત્રણ.**

રાતના સરોશનો કરદો, અવલમંજલ પહોંચાડવાના દિવસથી ત્રીજી રાત સુધી બનતાં સુધી લાસ મુકી હોય તે જગે.

ત્રીજે દીવસે હોશન ગેહમાં સીયાવ સાથ ચાર બાજ.

ત્રીજે દીવસે પાછલી રાતના ઉઠમણું.

ચોથે દીવસે બામદાદે—બે જણ—દહમ યજદનું આફરંગાન.

ચોથે દીવસે ચેહારમનું આફરંગાન—બાજ અને બપોરે સતુમ.

ચોથે દીવસે ચેહારમની અરદાફ્રવશ.

**દસમાને દીને**—આફરંગાન, બાજ અને સતુમ.

માસીસાના અવસર ઉપર મરણ દીવસની એક દીવસ આગમચ સીરોજાનું આફરંગાન, બાજ સતુમ.[1]

---

૧—જો કે માનવંત મોદીજી માસીસા તથા વરસીના સીરોજાને માટે ઉપલી યાદી આપે છે છતાં માસીસા તથા વર્ષીના સીરોજાને માટે વંદીદાદની આઠમી પર્ગર્દની પેહેલવી શરેહ મુજેબ (રેવાયતનાં લખાણ સીવાય) સીદ્ધી શાહદત બીલકુલ મલતી નથી. વંદીદાદની પહેલવી પર્ગર્દની શરેહમાંતો સીરોજાને

માસીસાને દીવસે અર્દાફ્રવશનું આફ્રરંગાન, બાજ, સતુમ. દર મહીનાની બાજને દીને આફ્રરંગાન બાજ ને સતુમ.

બારમા મહીનાની બાજ યા વરસીના અવસર ઉપર મરણ દીવસની એક દીવસ આગમજ સીરોજાનું સીરોજાની બાજ માટે મીઠાં-રેવાયતના લખાણ મુજેબ ૩૩ દરૂનની જરૂર છે, આફ્રરંગાન બાજ સતુમ.

વરસીને દીવસે આફ્રરંગાન બાજ સતુમ.

પેહલા વરસમાં ફ્રરવરદેગાન (મુકતાદ)ના દીવસોમાં આફ્રરંગાન બાજફ્રાવષી સતુમઃ—



## નહાન નહવાડવાની ક્રિયાની બાબત.*

પ્રથમ બરસતુમનો ધણી મોબેદ ખુબ સાથે આલાતો લેઇને યાને પીવાની નીરંગદીન, ચોપડવાનો નીરંગ, આવ, ભશમ, રેતી, અને દાડમની પાંદડી વગેરે લેઇને તેની ઉપર પીછોડી ઢાંકીને જે મરદ અથવા ઓરત નહાન નાહવાનાં હોય તેનાં મુકામમાં જાય; ત્યાં જઇને પવિત્ર જગો હોય ત્યાં એક ખુમચામાં સઘલા આલાતો મુકી તેની આસપાસ ચોતરફથી રેતીની પાવી કહાડે અને એક બીજી પાવી એલાહેદી મલાહજાભરેલી જગોએ કહાડે, અને તેની અંદર ત્રણ પથર મુકે. પછી પેલો મોબેદ કુસતી પાદીઆબ કરીને એક પાણીનું મ્હોટું કાહારણું અને એક કલસીઓ લેઇને કુવા ઉપર જઈ ચોખ્ખાં કરી ભરી લાવે. પછી બે પુલીઆં લેઈ પેલી આલાત મુકેલી જગોમાં મુકે, અને ઈજાર પેહેડી, પદાંન બાંધીને પેલાં બંધે પુલીઆંને પાવ કરે અને આતશ આગલ સુકવે. પછી એક પુલીઆંમાં પીવાની નીરંગદીન થોડી રેડે અને તેમાં જરા ભશમ નાંખે અને બીજા પુલીઆંમાં ચોપડવાનો નીરંગ કાહાડે; પછે કાહારણું અને કલસીઓ પાવ કરીને તેમાં આવ નાંમે અને જે માનસ નહાન નાહાવાનું હોય તેને કુસતી પાદીઆબ કરાવીને તેને પેલી ત્રણ પથરા મુકેલી બીજી પાવીમાં બેશાડે અને તેના હાથમાં કપડાંનું યા સુદરેહનું પેવંદ ધરાવે અને દાડમની પાંદડી તેનાં હાથ ઉપર મુકીને "**કથા આઅત યજમઈદે.**"ની નાંધલી બાજ ધરાવીને તે પાંદડી ખવાડીને રસ ગલીને છુછો થુકી નખાવે અને મોહડું સાફ કરાવે. પછી પેલો મોબેદ પીવાની નીરંગદીનનું પુલીઉં લાવી અતરંગ તેનાં હાથ ઉપર જે પેવંદ કીધેલું હોય તેની ઉપર મુકે અને તેને બાજમાં બોલાવેઃ—"**ઇન ખુરમ ઇન પાકીએ તન ઇઓજદાસરે રવાંન રા.**" ત્રણ વખત બોલાવતાં, દરેક વેલા થોડો

---

માટે "**સી રોજે શસ્ત**" એવા શબ્દો આવે છે જેની મતલબ બરાબર ત્રીસ દહાડા પુરા થઈ એકત્રીસમાં દહાડાની છે અને નહિ કે. ત્રીસમાં દહાડાની. વલી માસીસા પછી બીજા મહિનાઓનાં સંબંધમાં ત્યાં "માહીગાંન" શબ્દ વાપરેલો છે જેની મતલબ દર મહિનાનાં રોજગારની છે.

નીરંગ પીવાને કેહે. એ પરમાણે ત્રણ વખત નીરંગ પીને પુલીઉં દુરથી એલાહેદી જગો ઉપર નાંખે, પછી તેને બાજ મુકાવે. 'અષેમ વોહુ' (૪) 'યથા અહુ વઇરયો' (૨) 'અષેમ વોહુ' (૧)* **અહુમાઈ રએશચ—હુજંઘરેમ—જસ મે—કેરફે મોજદ—** પઢીને કુસતી કરાવે. પછી તેને પતેત કરાવે અને પતેત પુરી કરી રહેવા પછી તેને પેલા ત્રણ પથર ઉપર ઉભો રાખીને '**ક્ષનઓથર અહુરહે મજદાઓ. અષેમ વોહુ**' (૧) પઢાવીને કપડાં છોડાવે અને તે કપડાંને તે પાવીની બાહેર એલાહેડાં મુકાવે. પછી તેને પથર ઉપર બેસાડીને બાજ આપે. માથાં ઉપર જમનો હાથ મુકાવીને મોહોડે પઢાવે. 'અષેમ વોહુ' (૩). **ફ્રવરાને મજદયસનો જરથુશતરીશ વીદએવો અહુર-તકએષો** [જે ગેહ હોય તે પઢે.] **ફ્રસસતયએચ સરઓશહે અષીયેહે તખમહે તનુ-માંથરહે દરષી દરઓશ આહુઈરીયેહે ક્ષનઓથર યસનાઇચ વહમાઇચ ક્ષનઓથરાઇચ ફ્રસસતયએચ*** **યથા અહુ વઇરયો જઓતા ફ્રા મે મરૂતે. અથા રતુશ અષાતચીત હચ ફ્રા અષવ વીધવાઓ મરઓતુ. અહુનેમ વઇરીમ તનુમ પાઇતી.' યથા અહુ વઇરયો (૧)*** કે મે ના મજદા [ જાવત ] **આસતુઇતીશ અષહે.** [ ત્યાં સુધી પઢીને મુગો બેશે ] પછે પેલો મોબેદ ચોપડવાનાં નીરંગનું પુલીઉં લાવીને નવગરેહ જમણા હાથમાં પકડીને પેલાં પુલીઆંમાંથી ત્રણ મરતબે ચમચાએ કરીને નીરંગ આપે અને તે નહાન નહાનારને ત્રણ મરતબે સારી પેઠે પોતાનાં આખાં શરીર ઉપર ચોપડવા કહે અને નીરંગ ચોપડી રહ્યા પછી પેલો મોબેદ રેતી લાવીને નવગરેહનાં ચમચાએ કરીને ત્રણ મરતબે તે નહાન નાહાનારને આપે. તે શખસ તે રેતી ત્રણ મરતબે પોતાનાં શરીર ઉપર ચોપડે અને પેલો મોબેદ આવનો કલશીઓ લાવીને તેમાંથી ત્રણ મરતબે નવગરેહનાં ચમચાએ કરીને આવ આપે અને તે શખસ ત્રણ મરતબે પોતાનાં શરીર ઉપર આવ ચોપડે પછે તે મોબેદ નહાન નહાનારનાં પેહેડવાનાં સોજાં કપડાં ઉપર આવનું પાણી જરા નાંમે પછી તેના હાથ ધોવારીને પેલું આવનું કાહારણું લેઇને આહેસતેથી પોતાને છાંટા નહી લાગે તેમ તેનાં શરીર ઉપર ત્રણ મરતબે નાંમે અને સઘલું આંગ ધોવારે. પછી તે શખસ પોતાનું આંગ લુછીને કપડાં પેહેરે અને ખાંધ ઉપર કુસતી મુકે અને મોબેદ તેને બાજ મુકાવે એટલે મોહોડે પઢાવે. '**નેમસચા યા આરમઇતીશ ઇજાચા. નેમસચા યા આરમઇતીશ ઇજાચા. નેમસચા યા આરમઇતીશ ઇજાચા. યથા અહુ વઇરયો (૨)* યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ આફ્રીનાંમી સરઓશહે અશીયેહે તખમહે તનુ માંથરહે દરષી દરઓશ આહુઇરીયેહે* અષેમ વોહુ (૧)* અહુમાઇ રએસચ—હુજંઘરેમ—જસ. મે—કેરફે મોજદ— અષેમ વોહુ (૧)* અહુરમજદ ખદા.**' પઢીને કુસતી કરે એટલે નહાન નવાડવાની

બાબત સમાપ્ત થઈ. જો ઓરત નહાન નાહવાની હોય તો તેને એક ઓરડા જેવી એલાહેદી જગોમાં નહાન નહવાડે અને તેના બારણાં બંધ કરીને નવગરેહ જાય એટલી જગો રાખીને તે જગોથી મલાહજાભરેલી રીતે ચોપડવાનો નીરંગ રેતી અને આવ આપે અને નાહાવાનું કાહારણું આગમચથી તે જગોમાં પાવી કહાડીને મુકી રાખે કે પછી તે ઓરત પોતાને હાથે ત્રણ મરતબે પાણી નાંમીને પોતાનું તન પવીત્ર કરે. અગરજો ઓરતને નહાન નાહવાના ઓરડાની જગોમાં ચોપડવાનો નીરંગ રેતી અને આવ આપવાની જગાની મલાહજાભરેલી સગવડ નહી હોય તો તેને નાહાવા બેશવાની આગમચ તેની નાહાવાની જગોમાં પાવી કહાડીને એક પુલીઆંમાં ચોપડવાનો નીરંગ, એકમાં આવ, અને એકમાં રેતી મુકીને પાણીનાં કાહારણાં સાથે તે જગોએ મુકે. પછી તે ઓરત બારણું બંધ કરીને કપડાં છોડી અંદર બેસે પછી તેને બાજ આપે. તે ઓરત પેહેલાં પેલાં પુલીઆંમાંથી ત્રણ મરતબે નીરંગ, ત્રણ મરતબે રેતી, અને ત્રણ મરતબે આવ લેઇને ચોપડે. પછી પાંણીનું કાહારણું લેઇને નાહીને કપડાં પેહેરીને બાજ મુકીને કુસતી કરે.



## રીમન નહવાડવાની ક્રિયા.

રીમન નહવાડવાની જગો એવી એલાહેદી હોવી જોઇએ કે તે જગો ઉપર માનસનું ઘણુંકરીને આવવું જવું કમ હોય, અને તે જગોએ ઘણુંકરીને સુરજની રોશની પડતી હોય તેવી હોવી જોઇએ. હમેશાં રીમન નહવાડવાને સારૂ જે આલાતો વાપડે તે તેજ કાંમને સારૂ એલાહેદાં રાખવા જોઇએ. તે આલાત બીજાં કામમાં વાપડવો નહી યા તો રીમન નહવાડીને તે આલાતો કાહાડી નાંખવા જોઇએ. બરસનુમવાલો મોબેદ મ્હોટી બીનો નાવરની ખુબ કરીને યા પાંચ તાએની ખુબ કરીને રીમન નહવાડવા જાય, પણ રીમન નહવાડયા પછી તેની ખુબ સાબેત રહે નહી અને તે ખુબે કાંઈ પણ બીજો અમલ કરી શકે નહી. મોબેદ રીમન નહવાડવાને વાસતે જાય તે પોતાની સાથે આલાત લેઈ જાય તેમાં દાડમની પાંદડી અને પીવાની નીરંગદીન અને ચોપડવાનો નીરંગ અને ભશમ અને આવ અને ચમચો બાંધેલી, બનતાં સુધીની લાંબી લાકડી સાથની નવગરેહ બે પુલીઆં અને એક કાહારણું એક કલસીઓ અને એક ઈંડાનું કોટલું તથા પોતાની સાથે એક બીજું ફાલતુ માનસ લેઈ જાય. તે મોબેદે રીમન નહવાડવાની જગોએ પ્રથમ તપાસી જોવું કે ખુરશેદ કઈ તરફ છે, કારણ કે રીમન માનસનો ઓલો યા પડછાયો પેલા રીમન નહવાડનાર ઉપર પડે નહી તેવી રીતે તપાસીને પાવીઓ કહાડવી. તે જગો ઉપર પવન તપાસવો જોઇએ કારણ કે પેલા રીમનની તરફથી મોબેદની તરફ પવન નહી ફુંકે તેવી રીતે તપાસી પાવીઓ કાહાડવી જોઇએ. એવી ચોકસાઈ કરીને પછી રેતી લેઇને તે જગો

ઉપર નીચે જણાવ્યા પ્રમાણે પાવી (૭) મ્હોટી કહાડવી અને તે પાવીની બાજુ ઉપર વચમાંથી બીજી પાવી (૨) કહાડવી અને તે રીમનને નાહાવાને સારૂ એક એલાહેદી જુદી પાવી દુરથી કાહાડવી અને તેમાં ત્રણ પથરા મુકવા.

અહીં રીમન. માનસ બેશે.

ખાલી રાખે.

ખાલી રાખે.

ખાલી રાખે.

દાડમની પાંદડી તથા પીવાનો નીરંગ મુકે.

હયાંથી નીરંગ, રેતી અને આવ આપે.

હયાં સઘલા આલાત મુકી મોબેદ બેશે.

રીમનને નાહવાની જગો.

અહીં પેલો ફાલતુ માનસ ઉભો રેહે.

રીમન નહવાડનાર મોબેદ પોતાનાં આલાતો લેઇને પાવીમાં મુકી કુસતી પાદીઆબ કરી પેલું કાહારણું અને કલસીઓ ચોખો કરીને કુવામાંથી ભરી લાવી પાવીમાં મુકીને ઈજાર પેહેડી પદાંન બાંધીને પેલાં બધે પુલીઆં પાવ કરી તડકાંમાં સુકવીને એકમાં પીવાની નીરંગદીન નાંમી તેમાં જરા ભશમ નાંખે *અને બીજાં પુલીઆંમાં ચોપડવાનો નીરંગ ઘણો નાંમે. પછે પેલું કાહારણું અને કલસીઓ પાવ કરીને તેમાં આવ નાંમે. પેલાં ઇંડાંનાં કોટલાંને તડકામાં સુકવી પોતે મુગો પોતાની પાવીમાં બેશે. પછી જે માનસ રીમન હોય તે દુર એલાહેદી જગોએ જઇ ખાડો ખોદીને પોતાનાં શરીર ઉપરનાં સઘલાં કપડાં કહાડીને તે ખાડામાં ડાટે. પેલું ઉપરવાલું ફાલતુ માનસ દુરથી તેને એશારત કરીને તેની બેસવાની પાવી દેખાડે તેમાં તે બેશે. તે વેલા ફાલતુ માનસેબી તેની આગલ જતાં યા તેને ઇશારત કરતાં ઘણી ચોક્સાઇ રાખવી કે તેનો ઓલો પોતા ઉપર પડે નહી યા તેની તરફનો પવનબી પોતાની તરફ ફુંકે નહીં. પછી પેલો મોબેદ દાડમની પાંદડી અને પેલાં પુલીઆંમાંથી પીવાનો નીરંગ લેઇને પેલાં ઇંડાંનાં કોટલાંમાં નાંમીને પેલી બાહેરની બાજુ તરફની પાવીમાં લેઇ જઇને મુકે જ્યાંથી પેલું ફાલતુ માનસ લેઇને રીમનની પાશેની પાવીમાં મુકીને દુરથી ઉભો રેહીને તેને પેહેલાં દાડમની પાંદડી ખાવાની ઈશારત કરે. પછી તે રીમન માનસ કાંઇબી પઢયા યા બોલયા વગર મુગે મોહોડે પાંદડી ખાઈ રસ ગલી છુછો થુકી નાંખે. પછી વલી પેલું ફાલતુ માનસ તેને નીરંગ પીવાની ઇશારત કરે અને તે રીમન માનસ કાંઇબી પઢયા યા બોલયા વગર મુગે મોહોડે તે કોટલામાંથી ઉચેથી નીરંગ તેનાં મોહોડામાં ત્રણ વખત નાંમીને પાએ પછી તે ઈંડાંનાં કોટલાંને ભાંજી ભુકો કરી તે જગોએ થોડો ખાડો ખોદીને ડાટે યા તો ત્યાંથી ઉઠીને બીજી જગો ઉપર જઇને જ્યાં ઉજડ જગા હોય ત્યાં લેઈ જઇને ડાટી પાછો આવીને પોતાની પાવીમાં બેશે. રીમન નહવાડનાર મોબેદ ચોપડવાનાં નીરંગનું પુલીઉં ડાહબા હાથમાં લેઇ અને જમણા હાથમાં નવગરેહ લેઇને પોતાની જગોથી ત્રીજી પાવીમાં જઇને ઉભો રહે જે વેલા ફાલતુ માનસ દુરથી પેલા રીમન માનસને નીરંગ લેવાની ઈશારત કરે જ્યાં તે રીમન લાંબો હાથ કરે અને પેલો મોબેદ નવગરેહનાં ચમચાએ કરી ત્રીજી પાવીમાંથી તેને ચોપડવાનો નીરંગ પંદર વખત એવી તરતીબથી આપે કે પેલા નવગરેહનાં ચમચાની નીરંગની ધાર તે રીમનનાં હાથ સાથે એક થઇને લાગે નહી. અને તે રીમન પંદર વખત નીરંગ લેઇને ધીમે ધીમે સારી પેઠે પોતાનાં શરીરનાં સઘલા સાંધાઓ ઉપર ચોપડે. પછી મોબેદ પોતાની આલાતવાલી પાવીમાં આવીને રેતી લેઇને પાછો ત્રીજી પાવીમાં જઇને તેને પંદર વખત રેતી આપે તે રેતીબી ઉચેથી તેનાં હાથ ઉપર ચમચાએ કરીને નાંખે અને તે રીમન પંદર વખત રેતી લેઇને સારી પેઠે પોતાનાં

શરીરનાં સઘલા સાંધાને ચોપડે. પછી વલી મોબેદ પોતાની આલાતવાલી પાવીમાં આવીને આવનો કલસીઓ લેઇને ત્રીજી પાવીમાં જઇને નવગરેહનાં ચમચાએ કરી પંદર વખત આવ ઉપલી જ તરતીબથી આપે અને તે રીમન ઉપલી જ રીતે પોતાનાં શરીરનાં સઘલા સાંધાઓ ઉપર નાંખે અને એ નીરંગ અને રેતી અને આવ એકદમ પંદર વખત તેને આપે નહી પણ એક વખત આપે અને તે પોતાનાં શરીરને ચોપડી રહેવા પછી બીજી વખત આપે એ પ્રમાંણે પંદર વખત ચોપડે અને પંદર વખત આપે. તે પછી પેલો મોબેદ પોતાની આલાતવાલી પાવીમાં આવીને પેલું આવનું પાવ કહારણું લેઇને પેલી બાહેરની બાજુની પાવીમાં લેઇ જઇને મુકે એટલે પેલો ફ્રાલતુ માનસ આવીને તે કાંહારણું લેઇને તે રીમનને નાહાવાની જગો ઉપર જઇને બેશવાને વાસ્તે દુરથી ઇશારત કરે, પછી તે રીમન પાવીમાંથી ઉઠીને પોતાને નાહાવાની જગો ઉપર જઇ બેશે. પછી તે ફ્રાલતુ માનસ પેલું આવનું કાંહારણું આહેસતેથી પોતાને તેનાં છાંટા નહી લાગે તેમ ત્રણ મરતબે ધીમે ધીમે તે રીમનનાં શરીર ઉપર નાંમે અને તે રીમન સારી પેઠે પોતાનું શરીર ધોઇને સાફ કરે. પછી પેલો ફ્રાલતુ માનસ કપડાં આપે તે કપડાં પેહેરી '**કેમે ના મજદા**' પઢીને કુસતી કરે એટલે તે પવીત્ર થયલો ગણાય.



## હેરબદ અથવા નાવર કરવાની ક્રિયા.

જે મોબેદના છોકરાને હેરબદ કરવો હોય તેને તેની પાંચ વખતની ફરજીયાત અને બંદગી કરવાના સઘલા અવસતા શીખવી યજશને, વીસપરદ, સીરોજા અને દરૂન ઇજવાનાં અને આફ્રરંગાન કરવાના અવસતા શીખવવા. એ પરમાંણે શીખવયા પછી તે હેરબદ થનાર છોકરાનાં માથા ઉપર ચાલીસ દહાડાના બાલ થયા પછી તે પેહેલાં તેને પોતાનાંજ તન પાકનું નવ રાતનું બરસનુમ આપવું અને તે બરસનુમમાંથી પરવારયા પછી જે મરદ યા ઓરતને નાંમનો હેરબદ થવાનો હોય તેને નામનું ફરીથી બીજું નવ રાતનું બરસનુમ આપવું અને દસમે દહાડે તેને નહવાડી પવીત્ર કરીને એલાહેદી પાક જગોમાં રાખવો કે તે ત્યાં રેહીને સઘલી પ્રકારની પવીત્રાઈ રાખી પાંચે વખતની બંદગી કરે અને બાજ ધરી ચોખું ખાંણું ખાય અને છ દહાડા સુધી તયાં જ રહે. અને દસમે દહાડે તે બરસનુમમાંથી પરવારે. તે દહાડેથી બે બરસનુમવાલા મોબેદો દરેમેહેરમાં જઇ જેને નાંમે તે છોકરો હેરબદ થવાનો હોય તેની નયતે ક્રિયાકામ શરૂ કરે. તેમાં પેહલે દહાડે એક મોબેદ પાંચ તાએની ખુબ કરી એલાહેદો પોતે હોમ ગાલી પોતાના સાથીને મીનો નાવરની ખશનુમનથી યજશને કરાવે. તે મોબેદ યજશનેથી ફારેગ થયા પછી પોતે દરૂન લેઇ બાજ ઇજીને ખાંણું ખાય અને ઘણી પવીત્રાઇથી યજશનેનાં

અમલને સંભાલી રાખે. તેને પેહલો ગેવરો કહે છે–હવે એ પેહલો યજશનેનો અમલ રાખનાર મોબેદ બીજે દહાડે પોતે નવેસરથી એલાહેદો હોમ ગાલી બીજા મોબેદને મીનો નાવરની ખશ્નુમને યજશને બેશાડે. તે મોબેદ યજશનેથી ફારેગ થયા પછી પોતે જુદા દરૂન લેઇ બાજ ઇંજીને ખાંણું ખાય અને પવિત્રાઇથી તે યજશનેનાં પોતાનાં અમલને સંભાલી રાખે અને કોઇ બીજા મોબેદની ક્રિયા અને આલાત સાથે આંમીખતેહ નહી થાય. એ પરમાંણે ૭ દહાડા સુધી આંમણુસાંમણુ યજશનેનો અમલ કરીને પવીત્રાઇ રાખે અને અગત્ય પડે તો પોતાની સાથે બીજા મોબેદને યજશનેનો અમલ કરાવી રાખે અને ખુશી પડે તો ત્રણ અથવા ચાર મોબેદાને તેજ અમલનાં કાંમમાં સામેલ કરે. પછી છઠે દહાડે ઉપર જણાવ્યા પ્રમાણે મીનો નાવરની ખશ્નુમનથી યજશને કરી ફારેગ થઇને બંધે મોબેદો જુદા દરૂન લેઇને જુદી બાજ ઇંજે અને બાજ ઇંજી રહયા પછી તે બંને જણાં એક બીજાનાં દરૂનની ચાશની આંમણુસાંમણુ કરે એટલે તેઓ બંધે હમકલાંમ થયા યાને તે બંધેનો અમલ સરખો થયો. હવે એ સઘલી ક્રિયા જે મોબેદો ૭ દહાડા સુધી કરે છે તે જેને નાંમનો હેરબદ થાય છે તેને નાંમે કરે છે. પછી તે બંધે મોબેદોમાંથી એક જણ યજશને કરવાના સઘલા આલાતો લેઇને પરગરૂ કરે યાને યજશને બેસવાને વાસતે સઘલા આલાતો ગોઠવવાની ક્રિયા કરી તયાર રાખે. પેલા હેરબદ થનાર છોકરાને અંગોલ કરાવી સઘલાં નવાં કપડાં પેહેડાવે અને અંજુમન એકઠું થઇ દરેમેહરમાં લાવી કુસતી–પાદયાબ કરાવી પદાંન બંધાવીને પેલા નાવર પઢાવનાર મોબેદને સોંપે. પછી તે મોબેદ તેને પેહલે દહાડે જેને નાંમનો હેરબદ હોય તેની નયતે મીનો નાવરની યજશને કરાવે અને યજશનેથી ફારેગ થયા પછી તેને એલાહેદો ચોકસાઇથી બેસાડે. તે વખતે હાવન ગેહેમાં મીનો નાવરની યજશને સીવાય બીજી ક્રિયા કાંઇ કરાવે નહી. પછી ઉજીરન ગેહેમાં તેને કુસતી-પાદીઆબ કરાવી તેની ફરજીઆત પઢાવી ઇજાર પેહડાવી પદાંન બંધાવીને દરૂન લેઇને મીનો નાવરની બાજ ઇંજાવે અને બાજ ઇંજાવ્યા પછી તેને ખાણું ખવરાવીને મોહોડું સાફ કરાવી બાજ મુકાવે. પછી તેને દાદાર અહુરમજદની ખશનુમનથી આફરંગાંન કરાવે. એ સઘલી ક્રિયા કરતી વખતે તેની સાથવાલો મોબેદ ઘણી ચોકસાઇથી તેને સઘલી ક્રિયા દેખાડે અને પોતાની સાથે સઘલું બરાબર પઢાવે. તે પછી બીજે દહાડે સહવારનાં હાવન ગેહેમાં તેને સરોશની ખશનુમનથી યજશને દરૂન ઇંજાવે અને જમાડીને બાજ મુકાવીને સરોશનું આફરંગાન કરાવે. બપોરનાં એકજ વખત જમાડે અને પાંણી પીએ. ફરીથી તેને રાતનાં ખવાડે નહી અને પાણી પણ પાય નહી. તે બેસીને બંદગી કરયા કરે અને પછે ત્રીજે દહાડે તેને સીરોજાની યજશને–બાજ ઇંજાવે અને જમાડીને પછી સીરોજાનું આફરંગાંન કરાવે. ચોથે દહાડે તેને વીસપરદની યજશ્નને કરાવે અને અહુરમજદ રોજની બાજ ઇંજાવે

અને પછી અહુરમજદ રોજનું આફરંગાંન કરાવીને તેને ઘેર લેઇ જાય એટલે તે હેરબદ થયલો કહેવાય.



## ગેતી ખરીદ કરવાની ક્રિયા.

જેની નયતે ગેતીખરીદ કરવી હોય તેને માટે પ્રથમ બે મોબેદો દરેમેહરમાં જઇ સઘલા યજશનેનાં આલાતો સાફ કરી પવીત્ર પાણીથી ચોખાં કરી તયાર કરે. પછી એક મોબેદ પરથમ પાંચ તાએની ખુબ કરીને હમકારાની ખશનુમનથી દરૂન ઈજીને નવેસરથી હોમ ગાલી સઘલા આલાતો તયાર કરી બીજા મોબેદને મીનો નાવરની ખશનુમનથી યજશને બેસાડે, તે શખસ યજશનેથી ફારેગ થઈ જુદા દરૂન લેઈ જુદી એલાહેદી બાજ ઈજીને ખાંણું ખાય અને એલાહેદો તે યજશનેનાં અમલને પવીત્રાઇથી સંભાલી રાખે અને ખાતી પીતી વખતે જુદી બાજ ઈજીને ખાવું પીવું કરે. બીજે દહાડે સહવારનાં તે મોબેદ પોતાનાં અમલ સાથે નવેસરથી હોમ ગાલી સઘલા આલાતો તયાર કરી પોતાનાં સાથીને મીનો નાવરની ખશનુમનથી યજશને બેસાડે અને તે યજશનેનાં કામથી થઇને જુદા દરૂન લેઈને જુદી એલાહેદી બાજ ઈજીને ખાણું ખાય. એ પ્રમાણે ખાતી પીતી વખતે જુદા દરૂન ઈજીને ખાવું પીવું કરે અને એ પરમાંણે બંને જણાં છ દહાડા સુધી આંમણસાંમણ ઉપર જણાવ્યા પરમાંણે નવેસરથી દરરોજ નવો હોમ ગાલી એક બીજાને મીનો નાવરની ખશનુમનથી યજશને બેસાડે અને છઠે દહાડે યજશનેથી પરવારીને બંને જણાં જુદા જુદા દરૂન લેઇને બાજ ઈજીને એક બીજાનાં દરૂનની ચાશની આંમણસાંમણ કરે એટલે બંધેનો અમલ બરાબર થાય. એ પછી વખત મલે તો છઠે દહાડે સરોશની ખશનુમનથી યજશને કરીને દરૂન ઈજે અને વખત નહી મલે તો સાતમે દહાડે સરોશની યજશને અને દરૂન ઈજે અને આઠમે દહાડે સીરોજાની યજશને કરે અને નવમે દહાડે વીસપરદની યજશને કરે અને દાદાર અહુર-મજદની ખશનુમનથી દરૂન ઈજે એટલે ગેતીખરીદની ક્રિયા સમાપ્ત થાય. અગરજે છઠે દહાડે સરોશની યજશને કરે અને સાતમે દહાડે સીરોજાની યજશને કરે અને વીસપરદની યજશનેબી કરે તો તે પણ થઈ શકે.

---

## હમાયશત કરવાની ક્રિયા.

હમાયશત બે તરેહની છે. એકને મ્હોટી હમાયશત કહે છે, તેમાં ૧૪૪ યજશને અને ૧૪૪ વંદીદાદ કરવામાં આવે છે અને બીજીને નહાની હમાયશત કરીને કહે છે તેમાં ૧૪૪ યજશને અને ૧૨ વંદીદાદ કરવામાં આવે છે. એ હમાયશતનું કામ જલદી

પુરૂં કરવું હોય તો મોબેદોની વધુ જોડ રાખીને જલદી પુરૂં કરે અને જલદી નહી કરવી હોય તો એક અથવા બે જોડ રાખીને પુરી કરે એ સઘલું સરખું જ છે. એ હમાયશત ઇંજવાની ક્રિયા ચોક્કસ ઠરાવેલા ૧૨ ફરેસતાઓની ખશનુમનથી જેની નયતે ઇંજવી હોય તેની ઇંજવામાં આવે છે. તે બાર ફરેશતાઓનાં નાંમ નીચે મુજબ છેઃ-પેહલો દાદાર અહુરમજદ, બીજો તેશતર તીર, ત્રીજો ખુરશેદ, ચોથો મોહોર, પાંચમો આંવાં, છઠો આદર, સાતમો ખોરદાદ, આઠમો અમેરદાદ, નવમો સપંદારમદ, દસમો ગોવાદ, અગીઆરમો સરોશ અને બારમો અરદાફરવશ યાને ફરવરદીન. એ પ્રમાંણેનાં ફરેશતાઓની ખશનુમનથી યજશને વંદીદાદ કરવામાં આવે છે. હવે એ દરએક ફરેશતાની બાર બાર યજશને કરવી. જો મ્હોટી હમાયશત કરે તો જે ફરેશતાની બાર યજશને કરે તે ફરેશતાનાં બાર વંદીદાદબી સાથે દર રોજ કરવા અને નહાની હમાયશત કરે તો એક ફરેશતાની બાર યજશને પુરી કરીને તે ફરેશતાની ખશનુમનથી એક વંદીદાદ કરવો અને તેની સાથે દર રોજ જે ફરેશતાની ખશનુમનથી યજશને અને વંદીદાદ કરે તેની સાથે તે ફરેશતાની ખશનુમનથી દરૂન ઇંજી આફરંગાનબી કરવું જોઇએ છે. એ પ્રમાંણે મ્હોટી અને નહાની હમાયશત કરવામાં આવે છે.



## જીંદેહરવાંન કરવાની ક્રિયા.

જે મરદ યા ઓરત પોતાને એખલે નાંમે જીંદેહરવાંન કરવાનાં હોય તો મોબેદની એક જોડ રાખે અને જોડાંની કરવાનાં હોય તો મોબેદની બે જોડ રાખે. તે ચાર મોબેદો પેહલે દહાડે પરથમ અંગોલ કરી કપડાં બદલી દરેમેહેરમાં જઈ યજશનેનાં સઘલાં આલાતો સાફ કરી ચોખાં પાણીથી ચોખાં કરી તયાર કરે. પછે તેમાંનાં બે મોબેદો જુદા જુદા દરૂન લેઇને પોતપોતાનાં હીંદોલા ઉપર બેસીને પાંચ તાએની ખુબ કરી નવો હોમ ગાલીને યજશનેનાં સઘલા આલાતો તયાર કરે. પછી પોતાની સાથેનાં મોબેદને મીનો નાવરની મ્હોટી ખુબ કરવા હીંદોલા ઉપર બેસાડે અને તે યજશને પુરી કરીને ફારેગ થાય એટલે તેને મ્હોટી ખુબનો અમલ થયલો કહેવાય. પછી તે ખુબવાલો ધણી ફરીથી નવેસરથી આલાતો લેઇને હોમ ગાલે અને સઘલા આલાતો તયાર કરીને પેલા પાંચ તાએની ખુબવાલા મોબેદને મીનો નાવરની મ્હોટી ખુબ કરવાને હીંદોલા ઉપર બેસાડે. તે યજશને પુરી કરીને ફારેગ થાય એટલે તે શખસનેબી મ્હોટી ખુબનો અમલ થયલો ગણાય. એ પ્રમાંણે તે ચારે મોબેદો મ્હોટી ખુબ કરી રહીને તેમાંથી બે જણાં ફરીને પરગરૂ કરે યાને સરોશની ખશનુમથી યજશને કરવાને વાસતે સઘલા આલાતો ક્રિયા કરી ગોઠવીને તયાર કરે અને બંધે હીંદોલા ઉપર બેશીને જીંદેહરવાંન ઇંજવું હોય તેની નયતે સરોશની

યજશ્નને અને દરૂન ઈજીને ખાણું ખાય. એ પ્રમાંણે મ્હોટી ખુબનો અમલ રાખીને કાંમ કરે અને દર વખતે તેની નયતે પાંચ વખતની બંદગી અને ફરજીઆત ગુજારે અને પતેત કરે. એ પરમાંણે કરવા પછી રાતના બાર કલાકે ઉઠીને સરોશની ખશનુમનથી વંદીદાદ કરવા બેશે. [ જો કોઈ શખસમાં વંદીદાદ કરાવવાની શકતી નહી હોય તો ત્રણ દહાડા સરોશની ખશનુમનથી ફકટ યજશનેજ કરાવે અને શકતી હોય તો ત્રણ દહાડા યજશ-નેની સાથે વંદીદાદબી કરાવે તેનું મ્હોટું પુન્ય છે. ] એ પ્રમાંણે ત્રણ દહાડા સુધી સરો-શની ખશનુમનથી યજશને વંદીદાદ કરે અને દરૂન ઈજી પાંચે ગેહમાં ફરજીઆત ગુજારી પતેત કરે અને ત્રણ દહાડા સુધી રાતનાં અઇવીસરૂથરેમ ગેહેમાં સરોશનું આફ્રરંગાંન જેમ ગુજરેલાંની નયતે કરે છે તેમ કરે તથા ત્રીજે દહાડે ધટતે વખતે ધુપ સરાવે. પછી જો વંદીદાદ કરવા હોય તો પેલા ચારે મોબેદો ત્રીજે દહાડે રાતનાં વંદીદાદ કરે અને એક પાંચમાં મોબેદને ત્રીજે દહાડે સહવારનાં મ્હોટી ખુબ કરાવીને ચાશની ઈજવા રાખે અને મ્હોટી ખુબ નહી બની હોય તો તે મોબેદ પાંચ તાએની નહાની ખુબ કરીને ચાશની ઈજવા રહે, અને તે જીંદેહરવાંન કરનારાઓએ બે સીઆવ કરાવવા જોઇએ અને આઠ બાજ ઈજવાને સારૂ દરૂન કરાવવા અને તે ઉપર મેવો મુકીને ત્રીજે દહાડે રાતનાં દરેમેહેરમાં મોકલવા. પછે પેલા ચાર મોબેદો વંદીદાદની ક્રિયા રાતનાં બાર કલાકે શરૂ કરે અને પેલો દરૂન ઈજવાનું કાંમ શરૂ કરે. અગરજો વંદીદાદ ન કરાવે તો પેલા ચાર મોબેદોમાંથી એક જણ યા બે જણ ચાશની ઈજે તે ચાશની ઈજવામાં દર એક જણની નયતે ચાર બાજ ઈજવામાં આવે છે. તેમાં પેહેલી રશને-આશતાદની, બીજી મીનો રાંમની, ત્રીજી સરોશની અને ચોથી અરદાફરૂઅશની ઈજવામાં આવે છે; અને અરદાફરૂ-અશની બાજ સાથે સીઆવ ઈજવો જોઇએ છે. બાજ ઈજી રહીને ચોથે દીવસની બાંમદાદે દહમ યજદની ખશનુમનથી આફ્રરંગાંન કરવું. અને પેલા મોબેદો વંદીદાદની ક્રિયા કરીને ફારેગ થતાં ચોથે દાહાડે અરદાફરૂઅશની યજશને કરે અને અરદાફરૂઅશ અને સરોશની બાજ ઈજી અરદાફરૂઅશનું દહમનું અને સરોશનું આફ્રરંગાંન કરે યા બીજા પાશે કરાવે. પછી ચોથે દહાડે ખાણું પકાવી અરદાફરૂઅશની ખશનુમનથી સતુમ પઢાવીને તે કાંમ કરનારા મોબેદોને ચાશની કરાવે એટલે તે જીંદેહરવાંનનુ કાંમ સમાપ્ત થયલુ ગણાંય.

હવે કોઈ માનસ ગુજરે છે તેની નયતે જે ચાર દહાડા ક્રિયા કરવામાં આવે છે તે પણ એજ રીતે છે. એમાં કશો તફાવત નથી પણ તફાવત એટલો છે કે ગુજરનાર માનસની ત્રણ દહાડાની ક્રિયામાં અહુમાઈ રએશચ અને કેરફે મોજદ પઢાતાં નથી. અને જસ મે અવંઘહે મજદમાં રાંમનો ખાસતરહે એ પદ આવે છે તે પઢાતાં નથી.

અને ત્રીજે દહાડે રાતનાં મીનો રામની ખશનુમન પઢતા નથી પણ વયઓશ ઉપરો કઇરચેહે તરશ્વાતો અનયાઇશ દામાંન અએતત તે વયો યત તે અસતી સપેંતા મઇનયુમ એટલાં પદ પઢે છે. એ સીવાય ગુજરેલાંની અને જીવતાંની ત્રણ દહાડાની ક્રિયામાં કશો તફાવત નથી અને જેમ ગુજરેલાંની વરશ દહાડાની સઘલી ક્રિયા કરે છે તેમ જીંદેહરવાંનની ક્રિયા કરે તો સવાબ છે.



## દુઃખીને દિલાસો.

આ ન્હાનો વિષય, નવસારીવાલા મી૦ શો. મ. દેશાઇ પાસે મર્હૂમ ઉદાર વૃત્તિનાં શેઠ મંચેરશાહ ફરામજી ખાનની મદદથી એરવદ રૂસતમજી બેજનજી રાનજીએ, "ડુંગરવાડી ઉપર પઢવાના અવસ્તા" નામની નાની કેતાબ ડુંગરવાડી ઉપર પાયદસ્તે જનારા જરથોશતીઓને મરનાર તરફની પોતાની છેલ્લી ફરજ-ગુજારી માટે ઈ. સ. ૧૯૧૦ માં છપાવી બાહેર પાડી છે, તેમાંથી, તેમની મંજુરીઆતથી આ ઠેકાણે ઉતારી લીધો છે. જો કે આ દફતરમાં એ વિષય બંધબેસ્તો ગણી શકાશે નહી છતાં તેને તેમાં દાખલ કરવાનો એકજ હેતુ ધ્યાનમાં રાખવામાં આવ્યો છે. તે એજ કે, કેટલીક વખતે જુવાન મોત પ્રસંગે થતા દીલની ગમી ઉશ્કેરનારા દેખાવોને શાંત પાડવા અને પાયદસ્તે જનારા સાહેબો તથા જેઓને દુઃખ થયું હોય તેઓને તે વેલાએ મનનું કંઇક સમાધાન થાય.

'ફ્રવઓચત્ વોહુમનો કધ નો ઇધત અષાઉમ અએથ્યેજંઘહતત્
હચ અંધહઓત્ અએથ્ય જંઘહેમ્ અહુમ્ આ!
(વંદીદાદ-પ-૧૯.)

અર્થઃ-બેહમન અમેશાસ્પંદ તે આત્માને કહે છે કેઃ 'ઓ પવિત્ર આત્મા! તું આ ઠેકાણે ભલે અમારી નજદીક દુઃખી દુનિયામાંથી સુખી દુનિયામાં આવી પહોંચ્યો!'

હે આદમી! તારાં જે વ્હાલાંને મરણ પામેલું સમજી તું તેના ખાકી શરીરને આ દોખમામાં મુકી તું તારાં માની લીધેલાં ઘરે પાછો ફરે છે તે વેલાએ તું ખચિત યાદ રાખજે, કે તે તારૂં વ્હાલું પણ તારી સાથે જ તારે ઘર પાછું આવે છે. કુંભારને ઘર ઘડાયલાં હાંલ્લાં જેવું તારાં વ્હાલાનું ભાંગેલાં હાંલ્લાં જેવું નાશ પામેલું શરીર જે તું અત્રે દોખમામાં મુકી જાય છે એ શરીર તે કાંઈ તારૂં વ્હાલું નથી. આજે તું તારાં જે વ્હાલાંને મરી ગયલું માને છે તે તારૂં વ્હાલું તો બીલકુલ મરણ પામ્યું જ નથી. તારૂં વ્હાલું તો પેલો તારી સાથે આવનાર આત્મા છે, અને તે આત્માએ લોહી, ચામડાં અને માંસનો શિવાડેલો જે ડગલો હતો, તે ડગલો જ માત્ર અત્રે ઉતારીને પોતે તો જીવતો જાગતો તારાં સુખે સુખી અને તારાં દુઃખે દુઃખી થવાને હરદમ તારી આસપાસ ઉભો રહેલો છે. માટે રે

બંધુ! આ દોખમામાં પડેલાં નાશવંત શરીરને માટે તું જો વિલાપ કરે, તું જો રડમસ થાય, તું જો કલ્પાંત અને જારી કરે, તો હું તને ખબરદાર રહેવા કહીશ. હરગેઝ તું રૂદન કરીશ નહીં. કેમ કે તુંને ગમખાર અને ગીરેગાનીમાં ગીરફતાર જોઇને તારી આગલ ને આગલ હંમેશાં પ્રેમ અને પ્યાર બતાવનારૂં તારૂં આ વ્હાલું તો પેહલાંનીજ પેઠે તારી આગલ ને પાછલ ખાલેસ પ્યાર અને લાગણીથી આત્મારૂપે ભમ્યાજ કરે છે. તને શાંતિ ભરેલો જોઈ તે આત્મા શાંત રહે છે, અને તને દુઃખી કે રડતો જોઇને તે આત્મા ગભરાઇને ગોજારો પડે છે. ગોજારો એમ પડે છે, કે તુંને તે મરણ પછીની ખરી શાંત હાલતનું બ્યાન કરવા તત્પર છે, છતાં બાકી જીભ હવે તેની પાસે રહી નથી. તે ગભરાય છે એમ, કે તે તારી આગલ છે–તારી સંભાલ લે છે–તને સારૂં ઇચ્છે છે–અને તારૂં દુઃખ દૂર કરવા તને દિલાસાના હાથ પસવારવા તે ચાહે છે પણ તેની પાસે હવે બાકી હાથો પણ નથી. તે વ્હાલો આત્મા તારી સાથના લાંબા વખતના પ્યારને લીધે તને રડતો કકલતો જોવા ઇચ્છિતો નથી, પણ તને દિલાસો દેવાને તે નાચાર હોવાથી તેને એવડું દુઃખ થાય છે. મોત જો ખરેખરૂં નીપજતું હોય, તો માનવી યાદ રાખજે, કે જે મરણ પામ્યું તેને તો મુક્તિ જ મલી ગઇ. જે મનુષ્ય ખરેખરૂં જ ગુજરી ગયું હોય તે તો પાક કિરતારના ચરણને શરણ થઇ અખંડ સુખ અને શાંતિમાં અમન-ચમન કરતું થઇ ગયું; માટે હે દુઃખી માયો! હે રડતી બહેનો ને મુંઝાતા ભાઇઓ! તમે તમારૂં પ્યારૂં ગુજરી ગયું એમ ખરેખરજ માનીને જેનો વિલાપ કરો છો, તે તો એક કાલબુદ હતું, પણ તમારૂં પ્યારૂં તે વેલાએ મરી ગયું નથી. જે વ્હાલાંના મરણનો વિલાપ કરો છો તે તો કીડા, કરમ અને જંતુઓનું રહેવાનું ખોળિયું હતું, મગર તમારૂં વહાલું તો તે વેલાએ જીવતું હતું. તમે તે ભાન વગરનાં થોભલાંને તમારૂં રૂદન શાંને સમજાવો છો? તે મટોડીનાં હાંલ્લાને તમો ઘણો જ જીવ આપી દેતાં હોય એમ શાંને બતાવો છો?

જમશેદ કે ગુશતાસ્પ જેવા હજારો પાદશાહો, જરથોશ્ત કે મહમદ જેવા હજારો પેગંબરો, રૂસ્તમ કે બરજો જેવા લાખો પેહેલવાંનો, લુકમાન જેવા કરોડો હકીમો, ઝાડકીલ જેવા કરોડો જોશીઓ, નેપોલ્યન કે પીટર જેવા લાખો શાહનશાહો, અને તારા જેવા અબજો ને પરાર્ધો જીવડાઓ આ ધરતીનાં પેટામાં ખાખ રાખ થઇ ગયા, તેઓને મોતના દૂતે બચાવ્યા નથી, તો પછી હે ભાઇ! તું શા માટે મુવેલા બાપને બચાવા કે નાશ પામેલી માવતરને ઉગારવા જારી અને રૂદન કરી દુઃખી થાય છે?

આ દોખમાઓમાં કચ કંઈ શ્રીમંત અને શેઠિયાઓ ને દસતુર દાવરો સર જમશે-દજીઓ, બનાજીઓ, દાદીશેઠો, કામાજીઓ, પીટીટો, વહાડીઆઓ ને પટેલો, મરઝબાંનો

ને મુલ્લાં ફીરોઝો કાંઈ સેંકડો બલકે હજારો પડયા છે, છતાં એ દોખમાઓ તો ખાલી ને ખાલી જ છે. નજર કર આ મોટાં દોખમા તરફ! ખીલતી જુવાંની અને ભર કીર્તિમાં નામવર ડાકટર બહાદુરજીને આ ઘરમાં નાંખ્યા ત્યારે તેમના ઘરડા બાપની જારી ને કલ્પાંતથી ખુદાએ દયા કરીને તે બેટાને કાંઇ પાછો આપ્યો? જુવાન સોલીસીટરો ને યુવાન ઇજનેરો આ દોખમામાં પડયા તે વેલાએ તેના માબાપોએ છાતી ઉપર પથ્થર મુકયો કેની? પીટીટનું ઓરફનેજ ૨૦ વરસથી ભરાઈ જાય છે એટલાં નાવારેસ બચ્ચાંઓને પડતાં મુકી તેમનાં માબાપોથી દોખમાઓ ભરાઈ જવાં જોઇએ, તેને બદલે દોખમાં તો ભુખ્યાં ને ભુખ્યાં જ છે; ભરાતાં કે ધરાતાં જ નથી. રૂસતમજી જીજીભાઈ જેવા સેંકડો દાતારો, દીનબાઈ પીટીટ અને મોટલાંબાઇ જેવી હજારો માતાઓ એજ દોખમામાં પોતાનાં બચ્ચાંઓની નાં દયા કે નાં કદર કરી છેવટની ઉંઘમાં ઉંઘાયાં છે. એ સર્વનું જોઇ, એકેકના દાખલા યાદ કરી હે બાપ! તું તારો જીવ ઠેરવ. મન મ્હોટું કર, અને ખોદાતાલાને હંમેશ યાદ કર! બંદગી કર, ભક્તિજ તારાં દુ:ખનો દારૂ છે. બંદગીજ તારી ગીરફતારીનો છેડો લાવશે.

**નોશીરવાંન**નું રાજપાટ ધુલધાંણી થવાના વખતે બે ગરૂડોએ તેને ભાંન કરાવ્યું, અને દાદારની દરઘાહમાં તે ખડે પગે ઉભો ત્યારેજ આદેલ થવા પામ્યો. સોહરાબનો પ્રાણ લીધાના દુ:ખમાંથી અહુરમઝદનીજ આરાધના કીધાથી **રૂસ્તમને** શાંતિ થઈ; માટે એવાં દૃષ્ટાંતો ધ્યાનમાં લઈ મન લગાવ હે દુ:ખ્યારા, અને જગતની આવી ગતિ જોઈ જીવ શાંત રાખી આંસુ ધોઈ નાંખી બંદગી કર તે કિરતારની, અને પડેલાં દુ:ખને ચુડયાં નાં કર! એક દુ:ખથી કે એક મોતથી અકલાઈ મા જઈશ; બાપના મોત ઉપરજ બધાં આંસુ ખરચી ના નાંખ. હજુ તો કયાં? એમજ જો રડ્યા કરશે તો આંખે ફુલાં પડી આવશે એટલું રડવાનું રહેશે. દુ:ખને પંપાલી બેવડુ ત્રેવડુ નહીં કર, સંસાર નામજ દુ:ખ છે, જન્મ એજ દુ:ખનું મૂલ છે. જન્મ લેવો એજ દુ:ખોનો કોટ છે. જન્મ એજ શોકનો સમુદ્ર છે. જન્મ એ જ ભયનો પર્વત છે. જન્મ એ જ અનેક પીડાઓનું ઘર છે, પાપની ખાંણુ છે; પીડાકારીનું રેહેઠાંણુ છે. જન્મ એજ મરણનું કારણ છે. તેજ જંજાલોનું મૂળ છે. આ ભવસાગરમાં હવે પછી શું શું બનશે તેનો કાંઈ ભરોસો નથી. ઝાડ ઉપર જેમ પક્ષીઓ ભેગાં થઇ થોડીવારમાં જેમ જુદી જુદી દિશાએ ઉડી જાય છે, તેવુંજ આ તારૂં ઘર ને આ તારો સંસાર છે. બધાં ભાઇ બહેનો, માતપિતા, છોકરાં બચ્ચાં, સગાંવ્હાલાં, ને દોસ્તો કે મિત્રો સૌ પક્ષીઓ માફક ઘરરૂપી ઝાડપર એકઠાં થઇ જૂદી જૂદી દિશાઓએ ઉડી જવાના છે. માટે આ ૩-૫ દહાડાની દુન્યાં ઉપર વિશ્વાસ ના રાખ!

બેઆ! તફર્રજે ઇન ચર્ખે બે-મદારા કુન
નઝર બ હાલે સીકંદરો હાલે દારાં કુન.
કઝા કઝા ન શવદ અય અઝીઝે મન હરગેઝ
તો ખાહ ફાલ કોથા ખાહ એસ્તેખારા કુન.

આવ ભાઇ! આવ સખી! આ વગર દયાના ફરતા આકાશની લગાર સેહેલ તો કર! પછી દારાં અને સીકંદર જેવા શાહનશાહોના કવખતના મોતની હકીકત તરફ નજર કરી વિચાર કર. તેઓને મોતના પંજામાંથી છોડાવવાને મહાન્ હકીમો અને મ્હોટા જોશીઓની કાંઇ ખુટ નહીં હતી, તોએ તેઓ તો મરી ગયા! માટે હે પ્રિય બંધુ! કુદ્રતનો હુકમ કદીએ પાછો ફરતો નથી આમ જાણુવા છતાં તારા આ દોખમેનશીન થયલા બાપને કલપાંત કરી શાંતિની ઉંઘમાંથી જગાડવા ફોકટ ફાંફાં નાં માર. સુવા દે શાંતિની નિદ્રામાં તારા નૂરેચક્ષમ બેટાને, ઉંઘાવા દે તારી પ્રિયાને તેની ખુશ નિદ્રામાં, સબુરી અખત્યાર કર! હિંમત નહીં હાર! ખુદાને મા ભુલ! બંદગી કરી તારાં ઘાયલ થયલાં, જીગર ઉપર ભક્તિના ઠંડો મલમ લગાડ. દોખમાનો દરવાજો બંધ થયો; હવે તું તારાં ગુજરેલાં વ્હાલાંઓને નહીં ધ્રુજાવ; પઢ યથાના પવિત્ર કલાંમ અશો ફરોહરોની યાદમાં. શુકરગુજારી કરી કર કિરતારની મીનતજારીનું કીર્તન! પઢ એક પાક અષેમના કલામ અશો તારા પેગંબરના રૂહ ઉપર! અને હવે શાંતિથી છોડી જા આ તારાં વ્હાલાંની છેવટની આરામગાહ. માંગ હવે દાદારની દયા! બસ.

